# મહાત્મા ગાંધીની

# દિવ્યવાણી




પ્રકાશક

ગાંધી હિંદી-પુસ્તક ભંડાર.

મહાત્મા ગાંધીની

# દિવ્યવાણી



સંગ્રહ-કર્તા

ઉદયલાલ કાશલીવાલ



અનુવાદક,

લલિતરાય-જાદવજી વ્યાસ



પ્રથમ સંસ્કરણ



વૈશાખ ૧૯૭૫



મુલ્ય બે આના

પ્રકાશક,
ઉદયલાલ કાશલીવાલ,
ગાંધી હિંદી-પુસ્તક ભંડાર;
કાલબાદેવી-મુંબઈ.



મુદ્રક,
ચિંતામણ સખારામ દેવળે,
મુંબઇ-વૈભવ પ્રેસ, સેંડર્સ્ટ રોડ
ગિરગાંવ મુંબઈ.

विरलाः परकार्यरताः

परदुःखेनापि दुःखिता विरलाः ।

" विरलाः सत्याग्रहिणः

पतितजनोद्धारमानसा विरलाः ॥ "

स्पृहणीयाः कस्य न ते,

सुमतेः सरलाशया महात्मानः ।

त्रयमपि येषां सदृशं

हृदयं वचनं तथाचारः ॥

અનંત આત્મ-બલ

પ્રાપ્ત કરવાને માટે

દેશ-બંધુઓના કર-કમલોમાં

સાદર

**સમર્પિત.**

ભારતની માત્ર એકજ વિભૂતિ મહાત્મા ગાંધીનો આપણા પ્રિય દેશબંધુઓ પ્રતિ આદેશ છે કે તેઓ આપણા ગરીબ ભારતના ઉદ્ધારને માટે નીચે પ્રમાણે—

## સ્વદેશી વ્રત

ધારણ કરે.

" પરમેશ્વરને સાક્ષી રાખીને હું સંપુર્ણ શ્રદ્ધાયુક્ત હૃદયે પ્રતિજ્ઞા કરૂં છું કે આજથી હુ ભારતમાં પેદા થયેલા રૂ, રેશમ અને ઉનના ભારતમાંજ બનેલાં કપડાથી મારૂં કામ ચલાવીશ અને વિદેશી કપડાનો ઉપયોગ નહિ કરૂં, મારી પાસે જે વિદેશી કપડાં હશે તે સર્વનો હું નાશ કરીશ. "

# મહાત્મા ગાંધીની દિવ્યવાણી.



—અમારા બંધુઓને જો ઇશ્વર અને આત્માના અસ્તિત્વમાં વિશ્વાસ હશે તો તેઓ સહજમાં સ્વિકારશે કે શાસકો અમારા શરીરના માલીક છે, એને ગમે તો કેદ કરે, દેશ નિકાલ કરે, અથવા તો ફાંસી પર લટકાવે પરન્તુ દેશના નિવાસીઓના મન, આકાંક્ષાઓ, અન્તઃકરણ અને આત્મા; સદા સર્વદા આકાશમાં ઉડનાર પક્ષીઓની માફક સ્વાધીન છે. તિક્ષણમાં તિક્ષણ બાણ પણ ત્યાં સુધી નહિ પહોંચી શકે.

—જેને ઇશ્વર શીવાય કોઈ બીજો આધાર નથી તે જાણતો પણ નથી કે સંસારમાં પરાભવ એવી કોઇ વસ્તુ છે.

—જો સંસાર ને આત્માના અસ્તિત્વનો વિશ્વાસ હોય તો આ વાત સદા ધ્યાનમાં રાખવી જોઇએ કે શરીરબલના કરતાં આત્મબલ અનેકગણું શ્રેષ્ટ છે. આ પ્રેમનો એ પવિત્ર સિદ્ધાંત છે! કે જેનાથી પર્વતો ડગી જાય છે.

—ભારત આત્મબલથી સર્વ કાંઈ જીતી શકે છે. આત્માની શકિત આગળ શરીરની શક્તિ તૃણુવત્ છે.

—આત્મા નું જ્ઞાન પ્રાપ્ત કરવું તે અમારૂં સૌથી પહેલું અને આવશ્યક કર્તવ્ય છે. આત્મજ્ઞાન ચરિત્ર દ્વારા પ્રાપ્ત થાય છે. ચરિત્રવાન વ્યકિત સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ, નિર્ભયતા આદિ વ્રતોનું પાલન કરતી દેખાય છે. તે પ્રાણાર્પણુ કરતાં પણુ સત્ય નહિં છોડે, પોતે મરશે પણુ બીજાને નહિં મારે. સ્વયં દુઃખ સહશે પણુ અન્યને નહિ દેશે.

—જે અહિંસા ધર્મનું પુરેપૂરૂં પાલન કરે છે. એના ચરણોમાં આખો સંસાર આવીને પડે છે. આસપાસના જીવો પર પણુ એનો એવો પ્રભાવ પડે છે કે સાપ અથવા બીજાં ઝેરી જાનવર પણુ તેને કાંઈ હાની કરતાં નથી.

—અહિંસાનો વાસ્તવિક અર્થ એ છે જે તમે કોઇ મનુષ્ય ( પ્રાણી )નું ચિત્ત ન દુખાવો, અને તમે જેને પોતાના શત્રુ સમજતા હો તેના સંબંધમાં પણુ હૃદયમાં કાંઈ ખરાબ ભાવ ન રાખો. જે મનુષ્ય અહિંસાના સિદ્ધાંત પર ચાલે છે, તેનો કોઈ શત્રુ રહેતોજ નથી.

—જીવન દાન સર્વ દાનથી વધારે છે. જે મનુષ્ય ખરી રીતે જીવન દાન કરે છે, તે સર્વ પ્રકારની શત્રુતાનો નાશ કરે છે. તે પરસ્પર ઉત્તમ વિચારો અને ભાવોને માટે માર્ગ તૈયાર કરે છે.

—સત્યથી મહાન કોઈ ધર્મ નથી અને "अहिंसा-परमोधर्मः, થી મહાન કોઇ આચાર નથી.

પ્રાયઃ નિર્બલ મનુષ્ય પર બળવાન મનુષ્ય અત્યાચાર કરતાં દેખાય છે, નિર્બળ હારી જાય છે. તેથી તેની કાંઇ અનીતિ સિદ્ધ નથી થાતી કે બલવાનની નીતિ સિદ્ધ નથી થાતી. દુરાગ્રહી સાધનોનો વિચાર નથી કરતો. તેનું લક્ષ્ય યોગ્ય અથવા અયોગ્ય કારણોથી કેવળ પોતાની ઇચ્છિત સિદ્ધિ તરફજ વળેલું હોય છે. આ ધર્મ નથી અધર્મ છે. ધર્મમાં કોઈ અસત્યતા નથી હોતી, કઠોરતા નથી હોતી કે હિંસા નથી હોતી. ધર્મનું માપ તો પ્રેમથી, દયાથી, અને સત્યથીજ થાય છે. તેના ત્યાગથી પ્રાપ્ત થતું સ્વર્ગ પણ નિંદ્ય છે. સત્યનો ત્યાગ કરવાથી ભારતને સ્વરાજ્ય મળતું હોય તો તે કંઇજ કામનું નથી. તેના પરિણામે પ્રજાનો નાશજ છે,

—જ્યાં સત્ય છે અને જ્યાં ધર્મ છે કેવળ ત્યાંજ વિજય છે. ભારત વર્ષમાં " શરીરબળ સત્ય છે " એ સૂત્ર માન્ય નહિં થાય પરંતુ 'सत्यमेवजयते' એજ સૂત્ર નિઃસંશય આદરણીય થશે.

—સત્ય અને અહિંસાજ અમારૂં ધ્યેય છે. अहिंसा-परमोधर्मः થી મહાન શોધ દુનિયામાં બીજી નથી. જે ધર્મમાં જેટલી પણ થોડી હિંસા છે, તે ધર્મમાં તેટલું સત્ય પણ વધારે છે એમ સમજવું જોઇએ. આપણે અગર જો ભારતનો ઉદ્ધાર કરી શકીએ તો કેવળ તે સત્ય અહિંસાથીજ કરી શકીએ.

—સત્યનો કદી પણ નાશ નથી થતો.

—હું વિશ્વાસપૂર્વક માનું છુ કે ધર્મવિનાનું જીવન, સિદ્ધાંત વિનાનું જીવન બને છે. અને સિદ્ધાંત વિનાનું જીવન તે સુકાનવિનાના વ્હાણુ જેવુંજ છે. જે રીતે સુકાન વિનાનું વ્હાણુ અહિંથી તહિં ભટકતું ફરશે, અને કદી પણ ઉદ્દીષ્ટ સ્થાન પર્યન્ત નહિ પહોંચે તેવીજ રીતે ધર્મહીન મનુષ્ય પણ સંસાર સાગરમાં અહિંથી તહિં ભટકતો ફરશે અને કદી પણ પોતાના ઉદ્દિષ્ટ સ્થાન પર્યન્ત નહિં પહોંચે.

--જીવનનો મેં એક સિદ્ધાંત નકી કર્યો છે. તે સિદ્ધાંત એ છે કે કોઇ પણ માણુસનું-ભલેને તે ગમે તેટલો મહાન કેમ નથી--કોઇ પણ કામ ત્યાં સુધી કદી સફળ કે લાભદાયક નહિં થાય કે જ્યાં સુધી તેને કોઇ પણ પ્રકારનો ધાર્મિક આશ્રય ન હોય. અહિં 'ધર્મ' શબ્દના પ્રયોગનું તાત્પર્ય એ નથી કે તમે સંસારના સર્વ ધર્મગ્રન્થો વાંચીને શીખશો. જે ધર્મમાં મારૂં તાત્પર્ય છે. તે વાસ્તવિક રીતે મગજ દ્વારા ગ્રહણ કરી શકાતો નથી. પરંતુ તેનો સંબંધ હૃદયની સાથે છે. તે એક એવી વસ્તુ છે જે આપણુને પ્રત્યક્ષ તો નથી થાતી પરંતુ આપણુમાં તેનું પ્રકટીકરણુ થાય છે. એ ધર્મ અમારા લોકોના હૃદયમાં અવશ્ય રહે છે. અને કોઇ લોકોને તો એ હૃદયમાં રહ્યાનું જ્ઞાન થાય છે. અને કોઇને તો તેનું સ્હેજે જ્ઞાન થતું નથી. પરંતુ તે હૃદયમાં રહે તો અવશ્ય છેજ. આ ધર્મભાવને જોઇએ તો અમે કોઈ બહારની સહાયતાથી જાગ્રત કરીએ અથવા જોઇએ તો આત્મિક ઉન્નતિ દ્વારા જાગ્રત કરીએ પરંતુ જો કોઈ કાર્યને અમે ઉચીત રીતે કરવા અથવા કોઇ એવું કાર્ય કર-

વાને ઇચ્છીએ કે જેના કરવાથી અમારો વિવેક અમને વિવશ કરતો હોય. તો એ સ્થિતિમાં એ ધર્મભાવને જાગ્રત કરવોજ પડશે. અમારા ધર્મશાસ્ત્રોમાં એવા નિયમો બતાવવામાં આવ્યા છે કે જે જીવનના સત્ય-સિદ્ધાંત છે અને જેને અમારે માનવાજ પડે છે.

—જ્યાં ધર્મ નથી ત્યાં નથી વિદ્યા, નથી લક્ષ્મિ, કે નથી આરોગ્ય. ધર્મરહિત સ્થિતિમાં પૂરી શુષ્કતા છે, સદા સર્વદા સર્વ રીતે શુન્યતાજ છે. આ ધર્મ-શિક્ષણને અમે ખોઈ બેઠા છીએ. અમારી શિક્ષણ પદ્ધતિમાં તેનું-સ્થાનજ નથી. આ વાત એવી છે કે જેવી 'વર વિનાની જાન.' ધર્મને જાણ્યા શિવાય વિદ્યાર્થી કઈ રીતે નિર્દોષ આનંદ પ્રાપ્ત કરી શકે ! આ આનંદ મેળવવા માટે શાસ્ત્રનું અધ્યયન, તેનું મનન અથવા વિચાર અને એ વિચાર અનુસાર અસ્ખલિત આચરણ આવશ્યક છે.

—જો દેશ હિતનો ભાવ દ્રઢ ધાર્મિકતાથી જાગ્રત થતો હોય તો તે ભાવ બહુજ સરસ રીતે ચમકી ઉઠશે.

—વજ્ર સમાન કઠોર હૃદયવાળા પણ આત્મબળના અગ્નિમાં પીગળી શકે છે. આ અતિશયોક્તિ નથી, ગણિતના આંકડા જેવુંજ છે.

—જુદા જુદા ધર્મ એકજ સ્થાન પર પહોચવાના માર્ગ છે. આપણે જુદા જુદા રસ્તા પકડયા તો શું થયું ! તેમાં શું આપત્તિ છે?

—સત્યાગ્રહ વિશુદ્ધ આત્મશકિત છે; આત્મા એ સત્યનું સ્વરુપ છે. તેને લીધેજ એ શકિતને સત્યાગ્રહ કહે છે. આત્મા જ્ઞાનમય છે. તેમાં પ્રેમભાવ પ્રજ્વલિત થાય છે. અજ્ઞાનથી કદાચ અમને કોઈ કષ્ટ દેશે તો અમે તેને પ્રેમભાવથી જીતી લેશું. પ્રેમનેજ વશ થઇને સંસાર ચાલે છે.

—સત્યાગ્રહી પોતાનાશરીરની પરવા નથી રાખતો, તે જે વાતને સત્ય સમજે છે તેને છોડતો નથી. પરાજય એવા શબ્દ તેના શબ્દ કોષમાં છેજ નહિં. તે શત્રુનો નાશ નથી ઇચ્છતો, શત્રુપર રોષ નથી કરતો પરન્તુ તેની ઉપર દયાભાવ રાખે છે.

—જેણે સત્યાગ્રહ માટે સર્વસ્વનો ત્યાગ કર્યો તેણે સર્વ કાંઇ પ્રાપ્ત કીધું. કારણ કે તેની પાસે સંતોષ એજ સુખ છે. બાકી તે શિવાય સુખ કોણે મેળવ્યું છે? અન્ય સુખ મૃગજલ સમાન છે. જેમ જેમ તેની નજીક જવાનો યત્ન કરીએ તેમ તેમ તે દૂર જતું જાય છે.

—સત્યાગ્રહી તેજ થઈ શકે છે કે જેની ધર્મમાં સત્ય નિષ્ટા હોય. "મુખમેં રામ બગલમેં છુરી" ને નિષ્ઠા ન કહી શકાય. ધર્મને નામે ઉલટાં કામ કરવાં તે ધર્મ નથી.

—દયાબલજ આત્મબલ અથવા સત્યાગ્રહ છે. અને એ બલની સિદ્ધીનાં પ્રમાણો ડગલે ને પગલે મળે છે. જો એ બલ નહોત તો પૃથ્વિ કયારની એ રસાતલ પહોંચી ગઈ હોત.

**—તલવારના ઘા સહેવામાંજ બહાદુરી છે.** તલવાર ચલાવવામાં જરા પણ (બહાદુરી) નથી. મારવાવાળાની કદાચિત ભૂલ હશે તો તે ભૂલ હમેશ તેને ખટકયાજ કરશે; કે મેં હત્યાનું પાપ કર્યું છે. પણ મરવાવાળાએ ભલેને ભૂલથી મૃત્યુ અંગીકાર કર્યું હોય તો પણ તેનો વિજય જ છે. **સત્યાગ્રહ અહિંસા ધર્મ છે. અને તેને માટેજ તે સદા સર્વદા સર્વત્ર ધન્ય છે, ઈષ્ટ છે.** શસ્ત્રબળ હિંસાત્મક છે. તેને લીધે તે બધા ધર્મોમાં નિંદ્ય ગણવામાં આવ્યું છે. **શસ્ત્રબળ ધારણ કરનાર પણ પોતાના પ્રયોગની બહુજ મોટી સીમા આંકે છે; પરંતુ સત્યાગ્રહને માટે**

**કોઈ સામા કે મર્યાદા છેજ નહિ. અને જો તેની મર્યાદા છે તો તે કેવળ સત્યાગ્રહીની તપશ્ચર્યા એટલે દુઃખ સહન કરવાની શક્તિની** (સીમા છે).

—સત્યાગ્રહ એક એવી તલવાર છે કે જેની સર્વ બાજુએ ધાર છે. એનો ઉપયોગ દરેક રીતે થઇ શકે છે. તે એક ટીપું પણ લોહીનું રેડ્યા શિવાય ચલાવનારનું કલ્યાણ કરે છે અને જેની ઉપર તે ચલાવવામ આવે છે તેનું પણ કલ્યાણ કરે છે. તેનું પરિણામ બહુજ ગૂઢ અને ગહન આવે છે. તેમાં નથી મોરચો મંડાતો કે નથી તેને કોઈ ચોરી શકતું. સત્યાગ્રહી તલવારને માટે નથી કોઈ મ્યાનની જરુર કે નથી કોઇ તેને જબરજસ્તીથી પડાવી શકતું.

—સાચો વીર તેજ છે કે જે ગોળીઓના વર્ષાદમાં પણ પોતાના સ્થાન ઉપર દૃઢતાથી ઉભો રહે. રાજા અમ્બરીષ એવાજ વીર હતા. તે પોતાના સ્થાન ઉપર બરાબર ઉભા રહ્યા અને દુર્વાસાએ જે બુરામાં બુરૂં કરવા ઇચ્છયું તે સર્વ કાંઇ કરી લીધું. પરંતુ તેણે એક આંગળી પણ ઉંચી ન કરી.

—એમ કહેવું બીલકુલ ખોટું છે કે આ એક એવું બલ છે કે જેનો પ્રયોગ માત્ર દુર્બલોએ ત્યાં સુધીજ કરવો કે જ્યાં સુધી તે પત્થરનો જવાબ પત્થરથી ન દઇ શકે. આ ભ્રમ ઇંગ્રેજી શબ્દની અપૂર્ણતાને કારણેજ ઉત્પન્ન થાય છે. જે લોકો પોતે પોતાને દુર્બળ સમજે છે તેને માટે તે પ્રયોગ કરવોજ અસંભવિત છે. પ્રભાવોત્પાદક રૂપથી માત્ર તેજ લોકો સત્યાગ્રહી થઇ શકે છે કે જે એમ સમજતા હોય કે માણસમા કોઇ એવું બળ પણ છે કે જે તેની પશુવૃત્તિ કરતાં શ્રેષ્ટ છે. અને પશુવૃત્તિને તે શ્રેષ્ટ બલથી દબાવું પડે છે. અંધકારમાં પ્રકાશ જે કામ કરે છે તેજ કામ કઠોરતા કે જબરજસ્તી માટે અને ટુંકમાં સર્વ પ્રકારના અત્યાચાર માટે આ સત્યાગ્રહ કરે છે.

—પશ્ચિમની અથવા યુરોપીઅન સભ્યતા કાંઇ વસ્તુ જ નથી. ફકત એક આધુનિક સભ્યતા છે; જે શુદ્ધ ઐહિક છે.

—પશ્ચિમની સભ્યતા નિરીશ્વરી છે જ્યારે ભારતની સેશ્વરી. આ અન્તરને સમજીને ભારત ભૂમિના હિતેચ્છુઓએ આપણી સભ્યતાથી એ પ્રમાણે અંકિત રહેવું જોઇએ કે જેમ માતાથી બાળક અંકીત રહે છે

—સભ્યતા એ એવા આચરણનું નામ છે, કે જેનાથી મનુષ્ય પોતાનું કર્તવ્ય પાલન કરતો રહે છે. નીતિનું પાલન કરવું આપણા મન અને ઇન્દ્રિઓને વશ રાખવાં; એમ કરવાથી આપણે આપણને પોતાને ઓળખી શકીએ છીએ. આ જ સભ્યતા છે; તેથી જે વિપરિત છે તે અસભ્યતા છે.

—ભારતની સભ્યતા નીતિની દ્દઢતા કરવા તરફ છે; પાશ્ચાત્ય સભ્યતાનું વલણ અનીતિ દ્દઢ કરવા તરફ છે.

—મારી ધારણા છે કે ભારતે જે સભ્યતાને જન્મ દીધો હતો તેની બરોબર વિશ્વની કોઈ પણ સભ્યતા નથી. અમારા પૂર્વજો જે બીજ વાવી ગયા છે તેથી સમાન થઈ શકે તેવી આ સંસારમાં કોઇ પણ વસ્તુ નથી. રોમ નો નાશ થઈ ગયો, યુનાનનું નામ નાબુદ થઈ ગયું. ફિરૌનનું સામ્રાજ્ય રસાતલ ગયું, જાપાન પશ્ચિમના ફાંસામાં ફસાઇ ગયું. અને ચીનની તો વાતજ કાંઈ કહી શકાતી નથી; પરંતુ ભારતના પાંદડા ખરી જતાં છતાં પણ તેનું થડ મજબુત છે.

—અમે પ્રાચીન જાતિનાં સંતાન છીએ. રોમ, યુનાન, મિશ્ર ઇત્યાદિ દેશની સભ્યતાના નાશના અમે સાક્ષી

છીએ. અમારી સભ્યતામાં સમુદ્રના પાણીની માફક મોજાંઓ આવે, ઉછળે, પરંતુ તે સમુદ્રની માફકજ અચળ અને નિશ્ચળ છે. અમારા દેશમાં પૂર્ણ સ્વતંત્ર રહેવાની સર્વ સામગ્રી મળી શકે તેમ છે. અહિં મહાન પર્વતો છે, સૌન્દર્ય છે, તેનાં સંતાન પરાક્રમને આદર્શ રાખી ગયાં છે. આ દેશ તપશ્ચર્યાનો ભંડાર છે, અહિ સર્વ ધર્મો સાથે રહે છે. સર્વ દેવી દેવતાઓની પૂજા થાય છે. એવી દશામાં કોઈ અલૌકિક કાર્ય કરીને જો અમે સંસારને શાંતિ પ્રાપ્ત ન કરાવીએ તો અમે અમારા વંશને લજાવીશું.

—અમે સદાચાર દ્વારા ઇશ્વરના કૃપાપાત્ર થઈ જઇએ, તો પછી તેની પ્રતિજ્ઞા પ્રમાણે અમને કોઈ પણ વાતની ખામી નહિં રહે. આજ સાચું અર્થશાસ્ત્ર છે. તમે અને હું એને પ્રેમપૂર્વક અંગીકાર કરીએ અને દૈનિક વ્યવહારમાં એનું આચરણ કરીએ.

—સદાચારી પુરૂષ બ્રહ્મચર્ય પાલન કરતાં જ્યાં સુધી સંભવિત હોય ત્યાં સુધી પોતાનાં બળ વીર્યનું રક્ષણ કરશે. તે કદી ચોરી નહિં કરે, લાંચ નહિં લેશે, બીજાનો કે પોતાનો સમય વ્યર્થ નહિં વીતાવે, અકારણ

ધન સંચય નહિ કરે; એશ આરામની વૃદ્ધિ નહિ કરે; અને આવશ્યક વસ્તુઓને કેવળ સુખ ચેનને માટે કામમાં નહિ લેશે. તે સાદાઇથી રહીને આ વાતનો દૃઢ વિશ્વાસ રાખીને કે હુ શરીર નથી પણ આત્મા છું. અને આત્માને મારવાવાળો ‘ખરો લાલ’ સંસારમાં કોઈ પણ પેદા થયોજ નથી. આધી, વ્યાધી, ઉપાધીના ભયથી રહિત થઇને ચક્રવર્તિ રાજાનો વૈભવ કે જાહોજલાલી અથવા અભિમાનથી અંધ ન થઇને નિર્ભયતાપૂર્વક પોતાનાં સારાં કાર્યો કરે છે.

—મારી દૃઢ ધારણા છે કે કોઈ પણ માણસ ત્યાં સુધી કોઈ પણ મોટું કામ, કે રાષ્ટ્રોન્નતિ કરવાને સમર્થ નથી થાતું કે જ્યાં સુધી તેનુ સત્ય આચરણ ન હોય અને તેનાં વચનોની તેને કીંમત ન હોય.

—જે લોકો જાતીય સેવા કરવા ઇચ્છતા હોય કે જે લોકો જીવનનો વાસ્તવિક આનંદ લેવા ઇચ્છતા હોય,–ભલે તે વિવાહિત હોય કે અવિવાહિત હોય તેણે હમેશાં બ્રહ્મચર્યપૂર્વક જીવન વ્યતિત કરવું જોઇએ.

—ખાવા પીવામાં અને વૃત્તિઓને સંતોષવામાં અમે પશુઓની સમાન છીએ, છતાં એ શું તમે ગાય કે

થોડામાં એટલું અધિક ચાંચલ્ય જોયું છે ? કે જેટલું અધિક ચાંચલ્ય અમારા લોકોમાં હોય છે. શું તમે એમ સમજો છો કે આપણુ ખાદ્ય પદાર્થોની સંખ્યાને એટલે સુધી વધારી દેવી કે જ્યાં પોતાની દશાનું પણુ ભાન ન રહે; તે વાસ્તવિક જીવન કે સભ્યતાનું ચિન્હ છે!

—ખાવા અને બોલવાના સંબંધમાં જેણુ જીભની ચંચલતાને રોકી લીધી; સમજો કે તેણુ સર્વને પોતાને વશ કરી લીધાં.

—નક્કી માનજો કે જો અમારૂં જીવન સંયમ મય હશે તો અમે ઇચ્છીશું તે પ્રાપ્ત કરી શકશું.

—પ્રાચીન કાળમાં જીવનનો આધાર સંયમ હતો પણુ આજ કાલ એનો આધાર આનંદમંગલ છે. એનું ફળ એ મળ્યું કે અમે લોકો બળહીન થઇને કાયર થઈ ગયા છીએ.

—શિક્ષણુને આજીવિકાનું સાધન બનાવવું તે મારા વિચાર પ્રમાણુ તુચ્છ વૃત્તિ છે. આજીવિકા માટે ઉપાર્જનનું સાધન શરીર છે. તો પછી આત્મા ઉપર તે બોજો શા માટે નાંખવો !

—મગજમાં ભરેલા જ્ઞાનનો જેટલો અંશ કાર્યમાં વપરાય તેટલાનીજ કાંઇક કિંમત છે. બાકીનો બધો બોજો નકામો છે.

—ભારત વર્ષના ઋષિ મુનિઓ કહી ગયા છે કે વેદાદિ સંપૂર્ણ શાસ્ત્રોનું અધ્યયન કરીને પણ જો મનુષ્યે આત્માનેન ઓળખ્યો, યદિ સર્વ બંધનોથી મુક્ત થવાની યોગ્યતા પ્રાપ્ત ન કરી તો તેનું સર્વજ્ઞાન નકામું છે. એથીાં તો શ્રેષ્ટ મત એ છે કે જેણે આત્માને જાણ્યો તેણે સર્વ કાંઇ જાણી લીધું. અક્ષરજ્ઞાન શિવાય પણ આત્મજ્ઞાન થવું સર્વથા સંભવિત છે.

—બાલક મને લખતાં, વાંચતાં, શીખતાં, અને સાંસારિક જ્ઞાન પ્રાપ્ત કરવા પ્હેલાં આ વાતનું જ્ઞાન આપવું આવશ્યક છે કે—આત્મા શું છે? સત્ય શુ છે? અને પ્રેમ શું છે? અને આત્મામાં કેવી કેવી શકિતઓ છુપાઇ રહેલી છે.

—વાસ્તવિક શિક્ષણનું આ એક આવશ્યક અંગ હોવું જોઇએ કે બાળક આ વાતનું જ્ઞાન પ્રાપ્ત કરે કે—જીવન સંગ્રામમાં પ્રેમ દ્વારા ઘૃણા પર, સત્ય

દ્વારા અસત્ય પર અને કષ્ટ સહેવા દ્વારા, બલ પ્રયોગ પર બહુજ સહેલાઇથી વિજય પ્રાપ્ત કરી શકાય છે.

—ભારતવાસીઓએ મશીનથી બનેલું કોઇ પણ કપડું પહેરવું ન જોઇએ પછી ગમે તો તે યુરોપની મીલમાં બન્યું હોય કે ભારતની મીલમાં બન્યું હોય.

—મશીનો આધુનિક સભ્યતાનું મુખ્ય ચિન્હ છે, અને હું તેને સ્પષ્ટ મહા પાપ જોઈ રહ્યો છું.

—મીલોના ખરાબ પૈસાથી જે લોકો કરોડપતિ બની બેઠા છે તેની નીતિ બીજાઓથી સારી નથી હોઇ શકિત. નિર્ધન ભારતને માટે થોડી પણ મુકિતની આશા છે પણ અનીતિથી ભરેલા શ્રીમાન્ ભારત માટે કાંઇ પણ આશા નથી. પૈસા મનુષ્યને નીચ બનાવી દે છે. અને એની સાથેનીજ બીજી વસ્તુ વિષયાસકિત છે. એ બંનેનો દંશ સર્પદંશથી પણ વધારે ભયંકર છે. સર્પદંશ દેહનો નાશ કરીને શાંત થઇ જાય છે, પરંતુ ધન કે વિષયાસકિતનો દંશ શરીર, પ્રાણ, મન એ સર્વ કાંઇનું બળીદાન લઇને પણ છેડો મુકતો નથી. તેને માટેજ દેશમાં મીલોની સંખ્યાના વધારાથી આનંદ પામવું વૃથા છે.

—દુષ્ટ ઐહિક ઉદ્યોગ સારો નથી. તેનાથી એશ આરામ અને શોખની નવી નવી યુક્તિઓજ બહાર નીકળે છે. ભારતીય સંસ્થાઓ ઉપર વધારે પડતો આધુનિક ઉદ્યોગ અને કાર્યનો ભાર ન પડવો જોઇએ પરંતુ આર્યત્વના આદર્શ પર તે સંસ્થાઓને ફરી વાર વાળવી જોઇએ અને તૈયાર કરવી જોઇએ. પુણ્ય અને સત્ કાર્યનું જેટલું અધિક મહત્વ ભારત વર્ષમાં સમજાય છે તેટલું અધિક વિદેશોમાં કે ક્યાંઈ પણ સમજાતું નથી. બીજા દેશનાં લોકો દશરથને મુર્ખ સમજે છે કારણ કે તેણે પોતાની સ્ત્રીને જે વચન આપ્યું હતું તે પાળ્યું પરંતુ ભારત કહે છે કે વચન તે ‘ વચન ’ જ છે. આજ ઉત્તમ આદર્શ છે. ઐહિક પ્રયત્ન દોષોત્પાદક છે. ‘ સત્યનો અંતમાં વિજય થાય છે. ’

—કહેવાય છે કે એક વખત અમારો દેશ દેવતાઓનું નિવાસસ્થાન હતો. પરંતુ જે દેશને કાન ફોડી નાંખે એવી મીલોના કારખાનાંઓના અવાજો અને ઝેરી કાળા ધુંવાડાએ વીક્રાળ રૂપ ધારણ કરાવ્યું હોય અને ‘ અમે ક્યાં જઇએ છીએ ’ એ સમજવામાં

અસમર્થ ઘેટાંઓની માફક ડબ્બામાં હડસેલીને બંધ કરી દેવાથી તપેલાં અને આપણા પોતાના શિવાય દરેક માણસને અજાણ સમજી કોઈ કોઈ વખત ધક્કા મુક્કી કરીને પણ ઉતારૂ થઈ જનારને ઠાંસી ઠાંસીને ભરેલી ગાડીને ખેંચવાવાળાં ઈન્જીન રાક્ષસો જે ભૂમિ ઉપર દોડી રહ્યાં હોય એ દેશમાં દેવતાઓનો નિવાસ અસંભવિત છે.

—સાધારણ રીતે એમ કહી શકાય કે આર્થિક કે ઐહિક સુખની વૃદ્ધિથી કોઈ દિવસ કોઈ પ્રકારની નૈતિક ઉન્નતિ નથી થઈ શકિત.

—જો આર્થિક ઉન્નતિનો અર્થ ભૌતિક સુખોની સીમા રહીત વૃદ્ધિ એમ માનીએ તો મારા વિચાર પ્રમાણે આ ઉન્નતિ દેશની વાસ્તવિક ચિરસ્થાયી ઉન્નતિની બાધક છે. તેનાથીજ અમારે ત્યાં પ્રાચીન કાળથીજ એવો વિચાર ચાલ્યો આવે છે કે ધનોત્પાદક વ્યવસાયોને અધિક વધવા દેવા ન જોઇએ.

—ભારત રેલો, વકીલો, અને ડાકટરોથીજ કંગાલ થયું છે. એ ચીજ એવી છે કે આપણે વખત સર જાગ્રત ન થયા તો આપણને ચારે તરફથી ઘેરી લેશે

—ડાકટરો અમને ધર્મ ભ્રષ્ટ કરે છે. તેની દવામાં અધિકાંશ ચરબી અને મદિરા મેળવેલ હોય છે. એમાંની એક પણ વસ્તુ હિન્દુ કે મુસલમાનોને ગ્રાહ્ય નથી.

ઔષધાલયો પાપનાં મૂળ છે. તેનાથી લોકો શરીર રક્ષા તરફ બેદરકાર થઈ જાય છે. અને અનીતિની વૃદ્ધિ કરે છે.

—ઇસ્પિતાલ એવું સાધન છે કે જેને શેતાન પોતાના રાજ્યપર અધિકાર રાખવા માટે પોતાનું કામ ચલાવવા માટે ઉપયોગમાં લાવી રહ્યો છે. તેમાં દોષ, કુષ્ટ, પતન અને વાસ્તવિક ગુલામી વધારે સ્થાયી થાય છે. જો ગરમી, ઉપદંશ આદિ ઇન્દ્રીઓ સંબંધે રોગોને માટે અને ત્યાંસુધી કે ક્ષયને માટે પણ ઇસ્પિતાલ બીલકુલ ન હોત તો અમારામાં ક્ષય કે ઇન્દ્રીઓ સંબંધી રોગ બહુજ ઓછા થાત.

—ભારતનું કલ્યાણ એમાંજ રહેલું છે કે છેલ્લાં પચાસ વર્ષોમાં તે જે કાંઈ શીખ્યું છે તે ભૂલી જાય. રેલ, તાર, ઇસ્પિતાલ, વકીલ, ડાકટર. અહિં કાંઇપણ રહી જાવું ન જોઇએ. અને જે લોકો ઉંચ વર્ગના

કહેવરાવે છે. તેણે વિવેક અને ધર્મ ભાવની સાથે સાદાં ખેડુત જીવનને જીવન દાતા અને સાચું સુખ સમજવું જોઇએ. અને એજ જીવન વ્યતીત કરવું જોઇએ.

—મારી ધારણા છે કે હિન્દુ સમાજ રૂપી ઇમારત અત્યાર સુધી સ્થિર રહેવાનું કારણ એ છે કે એની રચના જાતિભેદ ના નિયમ ઉપર થઇ છે.

—જાતિ ભેદ હિન્દુ ધર્મનું બહુજ મોટું બલ અને મૂલ મંત્ર છે.

—અમારે અસ્પર્શ્યતાની કલ્પનાનો દોષ ધર્મમાંથી અવશ્ય દૂર કરવો પડશે. તેના વિના પ્લેગ વિગેરે રોગોનું મૂળ નહિ કપાઈ શકે.

—અન્ત્યજો ના ધંધામાં નીચતાની કંઇજ વાત નથી. ડોકટર અને અમારી માતાઓ પણ એવું કામ કરે છે.

—જો અમારા લોકોમાં પોતાની દેશી ભાષાપર શ્રદ્ધા નથી રહી તો તે એવી જાતનું લક્ષણ છે કે અમારા લોકોમાં પોતાના પ્રત્યેજ શ્રદ્ધા પોતાના પ્રત્યેજ

વિશ્વાસ નો અભાવ છે. આ અવશ્યમેવ નાશનું ચિહ્ન છે. જો અમને અમારી માતા જે ભાષા બોલે છે તે પ્રતિ માન નહિ હોય તો અમારૂં રાષ્ટ્ર કદીજ સ્વરાજ્ય ભોગવી નહિં શકે.

—આપણે યુરોપીઅન ઢંગ પર બહુજ ચાલવા લાગ્યા છીએ. અને એને લીધે આપણ લોકોએ પોતાનું ઘણુંજ આત્માભિમાન નષ્ટ કરી નાંખ્યું છે. અમેઆપણે ઈંગ્રેજીમાંજ વિચાર અને વાર્તાલાપ કરીએ છીએ. આ પ્રકારે આપણે આપણી દેશી ભાષાઓને દરિદ્ર કરતા જઈએ છીએ. આપણી માતૃભૂમિની સેવા કરવા માટે ઈંગ્રેજી જ્ઞાન એટલું બધુ આવશ્યક નથી.

—જો આપણને આપણી ભાષા ઉપર અરૂચી હોય, આપણાં જો કપડાં સારાં ન લાગે, આપણા પહેરવાનો પોષાક ખરાબ લાગે, આપણી ચોટલીથી આપણે શરમાઈએ, આપણું વાતાવરણ અને ભોજન સારાં ન લાગે, આપણાજ માણસો આપણી સાથે રહેવાને યોગ્ય ન લાગે, આપણી સભ્યતા સારી ન લાગે અને વિદેશી સભ્યતા સારી લાગે, સારાંશ એજ કે આપણું બધું એ ખરાબ અને વિદેશી બધું એ સારૂં તો સ્વ-રાજ્યનો શું અર્થ છે ?

—સ્વાધીનતા કે ગુલામી મનનો ખેલ છે. જેનું મન સ્વાધીન છે. તે વિષ્ટાનો ટોપલો ઉપાડતો હોય તો પણ રાજા છે.

—સ્વરાજ્યનો પહેલો આધાર પ્રત્યેક વ્યક્તિ છે. 'યથા પીન્ડે તથા બ્રહ્માંડે' આ મહાવાક્ય આ સ્થળે સંપૂર્ણ સત્ય છે. જો અમારા હૃદયમાંજ નિરન્તર લડાઈ ચાલતી રહે, જો આપણુ આડી રીતે વર્તિયે આપણુ ઇન્દ્રિઓ ઉપર અંકુશ રાખવાને બદલે ઇન્દ્રિઓ અમારી ઉપર રાજ્ય ચલાવતી હોય તો આપણે માટે સ્વરાજ્યનો અર્થ શું હોઈ શકે? પહેલું પગથિયું તો એ છે કે આપણે આરી ઉપરજ રાજ્ય કરત શાખીએ. પરીવારમાં શાન્તિ, જાતિમાં એકતા, સુમતિ અને વ્યવસ્થા હોય, ત્યારેજ એમ કહેવાય કે અમારા માં સ્વરાજ્ય ભોગવવાનો ગુણ છે. જો કુટુંબમાં કલહ હોય. ભાઇ ભાઈ સાથે લડે, કુટુંબીઓ એક સાથે ન રહી શકે, સ્વરાજ્ય ભોગવનાર કુટુંબો પણ કલેશ કરી જુદાં થઈ જાય તો આપણે સ્વરાજ્ય ને યોગ્ય કેમ થઇ શકીએ? જો અમે જ્ઞાતિમાંજ એક બીજા સાથે દ્વેષ પૂર્વક વ્યહવાર કરીએ, જાતિઓ પોતાનાં

કામ કાજ ન ચલાવી શકે, તેમાં કાંઇ વ્યવસ્થા ન હોય, તે લોકોને મોટાઈ જોઇએ, તથા જાતિભાઇઓ સ્વેચ્છાચારી હોય, અને આપણે જો એટલું સંકુચીત સ્વરાજ્ય ન ચલાવી શકીએ; તો રાષ્ટ્રીય સ્વરાજ્ય કેમ ચલાવી શકીશું ? પ્રથમ કુટુંબ પછી જ્ઞાતિ અને પછી નગર છે. અમારા શહેરનું શાસન અમેજ ન કરી શકીએ, અમારી ગલીઓ સાફ ન રાખીએ, અમારૂં ઘર ખંન્ડેર હોય, રસ્તો વાંકો ચુંકો હોય, નગરનું શાસન કરનાર બેદરકાર, બેપરવા જવાબ આપનાર અથવા સ્વાર્થી હોય તો અમને વિશેષ સત્તા ગ્રહણ કરવાનો શું અધિકાર છે ?

—સ્વરાજ્ય લેવાને દોડનાર અમે લોકો જો અમારૂંજ અંગ સાફ ન રાખીએ, નગર ન સુધારીએ, તો સ્વરાજ્યની સેનામાં અમે શું વિજય પ્રાપ્ત કરી લેશું ? નગરમાં શિક્ષણનો વિચાર કરતાં નિરાશા ઉત્પન્ન થાય છે. પોતાનીજ સહાયના બળ ઉપર લોકોને વિદ્યાદાન દેવું એ અમારૂં પવિત્ર કર્તવ્ય છે. દેશમાં હજારો બાળકો અશિક્ષિત રહે છે અને તેમના શિક્ષણને માટે આપણી નજર સરકાર તરફ લાગી રહી છે. શહેરોમાં

દારૂનું વ્યસન વધ્યે જાય છે. ઇરાનીઓની દુકાનો વધ્યે જાય છે. જુગટાની પણ વૃદ્ધી થઈરહી છે. જો એ બધાનો આપણે પ્રતિકાર નરી શકીયે તો આપણે સ્વરાજ્ય પણ કેવી રીતે જેવ કરી શું. સ્વરાજ્યને અર્થજ એ છે કે અમે અમારો કારોબાર પોતાની મેળેજ ચલાવીએ. દેખાય છે કે હવે એવો વખત આવી ગયો છે કે આપણા બાળકોના મ્હોં પાસેથી દુધ પણ ચાલ્યું જશે. દુધ મળવું નશીબમાં નહિં રહે.

—જ્યાં સુધી હિન્દુ મુસલમાન કે ઇસાઇ સર્વ લોક એક માત્ર ઇશ્વરનેજ પોતાનું લક્ષ્ય નહિ બનાવે, સત્ય માર્ગ પર ચાલવા નહિ લાગે, આપણી પ્રાચીન નમ્રતા પુનઃ ધારણ નહિં કરે અને સ્વાર્થને તિલાંજલિ આપી પરમાર્થનો આશ્રય નહિ લે ત્યાં સુધી રાજનીતિમાં ગમે તેટલો પુરુષાર્થ કરે તેનાથી બિલકુલ સુધારો નહિં થાય.

—જ્યાં સુધી આપણી અચલ શ્રદ્ધા સત્ય, પ્રેમ, અને અહિંસા. ઉપર નહિં હોય ત્યાં સુધી આપણે ઉન્નતિ નહિં કરી શકીએ આ વાતને છોડી દઇ જો અમે યુરોપની સભ્યતાનું અનુકરણ કરશું તો અમારો નાશ થઇ જશે.

—જો કોઇ તમને પાણી પાય અને તેના બદલામાં તમે પણ તેને પાણી પાઓ તો તે કાર્ય તમારૂં કાંઈ હિસાબમાં નથી. શોભા તો તેમાં છે કે તમારી ઉપર અપકાર કરનાર પર પણ ઉપકાર કરો.

—વાસ્તવિક શોભા તો એજ છે કે અપકારને બદલો ઉપકારથી વાળવામાં આવે.

—અમારા ધર્મનું મૂળ કર્તવ્ય પાલનથી મળી શકે છે. તો તમે સદા તમારા કર્તવ્યનુંજ ધ્યાન રાખ્યા કરો. કર્તવ્યપાલનમાં તમને કદી કોઇ માણસથી ડરવાની જરૂર નહિં પડે. તમે કેવળ પરમેશ્વરથીજ ભયભીત થશો.

—અમે ધર્મબંધનને છોડી દીધું. વર્તમાન યુગના ખાડામાં અમારૂં સમાજ નાવ પડયુ છે. કોઇ લંગર રહ્યું નથી તેને લીધે આમથી તેમ પ્રવાહમાં તણાઇ રહ્યું છે.

—આધ્યાત્મિક દૃષ્ટિથી અમારા દેશને ત્યારેજ પ્રાધાન્ય મળશે કે જ્યારે સુવર્ણને બદલે સત્ય, ઐશ્વર્યને બદલે નિર્ભયતા, દેહાસક્તિને બદલે પરોપકારની સમૃદ્ધિ દેખાવા માંડશે.

—પ્રેમ આત્માનું રૂપ છે. તેનો ગુણ આત્મિક છે. જો પ્રેમમાં અમને વિશ્વાસ હશે તો તે પ્રેમ–શકિતથી આખા સંસારને અમે હલાવી શકીએ છીએ.

—ઋષ્ટ પૂષ્ટ ૩૦ વર્ષનો યુવક ૮૦ વર્ષના પિતાની સમક્ષ બકરી થઇ જાય છે. આ પ્રેમબલનું લક્ષણ છે. પ્રેમજ આત્માનો ગુણ છે. એ પ્રેમનો ઉપયોગ અમે શ્રદ્ધાપૂર્વક સમસ્ત જાતિ ઉપર કરી શકીએ છીએ. અમે અમારી શ્રદ્ધાને ખોઇ બેઠા છીએ. તેને લીધે આધુનિક તોફાનમાં અમે અમારો પગ સ્થિર નથી રાખી શકતા અને અંહિ તહિં ધક્કા ખાતા ફરીએ છીએ.

—પ્રેમ એ એક એવી જડીબુટ્ટી છે કે જે કટ્ટા દુશ્મનને પણ મિત્ર બનાવી દે છે. અને આ બુટ્ટી અહિંસામાંથી ઉત્પન્ન થાય છે. સુષુપ્તિ અવસ્થામાં જે ચીજનું નામ અહિંસા છે તેનુંજ નામ જાગ્રતમાં પ્રેમ છે. પ્રેમથી દ્વેષ નાશ પામે છે. મુસલમાન હો કે અંગ્રેજ બધાની સાથે અમારે પ્રેમ કરવો જોઇએ. આ વાતને છોડી દઇને જો અમે યુરોપની સભ્યતાનુ અનુકરણ કરશુ તો અમારો નાશ થઇ જશે. હું

પ્રાર્થના કરૂં છું કે ભારતે પોતાની સભ્યતા ન છોડવી તમે નિર્ભય થઇ જાઓ. જ્યાં સુધી તમને જુદી જુદી રીતનો ભય લાગ્યા કરશે ત્યાં સુધી તમે કદી ઉન્નતિ નહિં કરી શકો. કદી વિજય નહિ મેળવી શકો. કૃપા કરીને પ્રાચીન સભ્યતાને ન ભૂલતા. સત્ય અને પ્રેમને કદીજ ન છોડતા. શત્રુ અને મિત્ર સાથે પ્રેમપૂર્વક વ્યવહાર કરજો.

—કેવળ પાડોશીઓ અને મિત્રથીજ પ્રેમ ન કરતા પરંતુ જે લોકો તમારા શત્રુ હોય તેનાથી પણ પ્રેમ કરજો.

**उदारचरितनां तु,**

**वसुधैव कुटुम्बकम् ।**

ઉદાર ચરિત પુરુષોને વસુધા આખી પોતાનું કુટુમ્બ છે.

## महात्मा गाँधी

कहते हैं कि "हिन्दीभाषामें जब तक सार्व जनिक काम न होगा तब तक देशकी उन्नति कभी नहीं हो सकती।" और इस

## राष्ट्रभाषा हिन्दी—

की इतिहास, जीवनचरित, आध्यात्मिक, राजनैतिक, चरित्रगठन, साहित्य, विज्ञान काव्य आदि सब विषयोंकी उपयोगी उत्तमोत्तम पुस्तकें—खास कर गुजराती भाइयोंमें हिन्दीभाषाका प्रचार करनेके अभिप्रायसे स्थापित किये गये—

## गाँधी हिन्दी-पुस्तक भंडार

में मिलेंगी, अत एव गुजराती भाइयोंसे प्रार्थना है कि वे एक-बार भंडारमें पधार कर हमारे हिन्दी पुस्तकोंके संग्रहको देखें।

निवेदक—उदयलाल काशलीवाल

गाँधी हिन्दी-पुस्तक भंडार;

कालबादेवी—बम्बई।

## हिन्दी-भाषाकी उत्तमोत्तम पुस्तकें।

| | |
|---|---|
| एकाग्रता और दिव्यशक्ति | १) |
| जीवन और श्रम | १॥) |
| सफल गृहस्थ | ॥।) |
| सेवासदन—( उपन्यास ) | २॥) |
| प्रवासी भारतवासी | ४।) |
| आत्मोद्धार | १।) |
| प्रफुल्ल—( नाटक ) | १=) |
| साधना | १) |
| रतभारती | १) |
| न्तिदायी विचार | ॥) |
| राज्यकी योग्यता | १।) |
| र्मक्षेत्र | १=) |
| ाड़पतन—( नाटक ) | ॥।) |
| दुर्गादास | १) |
| न्द्रगुप्त | १) |

अन्य पुस्तकोंके लिये बड़ा सूचीपत्र मँगाइए।

गाँधी हिन्दी-पुस्तक भंडार;

कालबादेवी—बम्बई।